૪૨૩૭

સોના જેવી તક!

નવો ખેલ.

# માનસિંહ અને અભયસિંહનાં

## ગાયનો.

દોહરો.

માન ધરીને અભય રે, વાંચી આ આખ્યાન;
મગન રહો મન સર્વદા, ધરજો ધીરજ ધ્યાન.

છપાવી પ્રગટ કર્ત્તા.

મગનલાલ શંકર પટેલ.

એન્ડ કુંપની



અમદાવાદ.
યુનાઇટેડ પ્રી. એં. જ. એ. કંપની "લિમિટેડના" પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

કિંમત ૦—૨—૯

( સામટી લેનારને કીફાયતે ભાવે આપીશું. )

સોના જેવી તક!

નવો ખેલ.

# માનસિંહ અને અભયસિંહનાં

## ગાયનો.

દોહરો.

માન ધરીને અભય રે, વાંચી આ આખ્યાન;
મગન રહો મન સર્વદા, ધરજો ધીરજ ધ્યાન.

છપાવી પ્રગટ કર્ત્તા.

મગનલાલ શંકર પટેલ.
એન્ડ કુંપની



અમદાવાદ.
યુનાઇટેડ પ્રી. એં. જ. એ. કંપની "લિમિટેડના" પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

કિંમત ૦—૨—૯
( સામટી લેનારને કીફાયતે ભાવે આપીશું. )

# मानसिंह अने अभयसिंह.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### મંગળાચરણ ઇશ્વર સ્તુતિ.

સુત્રધાર—

( મૃગલોચની ગજગામની એ કામની સુંદર—એ રાગ)

જય જય જય અશરણ શરણ, હરકત હરણ હરેક.
વંદુ ગુણ ઉજવળ વરણનું, તરણ તારણ એક—ટેક.
દે બુદ્ધિ અવિચળ વિભો, વરણ ન વાણી વિવેક;
જેથી ગ્રંથ ગ્રંથન કરૂં, પણ તુજ વીણ ટુટે ટેક-જયજય.
કર કરૂણા કૃપાનિધિ, કમળાવર કીરતાર;
ભવભય હર ભગવંત તું, વિશ્વ વાણી તણો દાતાર-જયજય.

### સભાજનો પ્રત્યે.

#### લાવણી.

સહુ શુણો થઈ એક ચિત્ત, વિત્ત વર્ણનનું;
કહું રાજપુત્રની રીત, ગુણ ચતુરાઈનું.
બે ભ્રાત વિશ્વ વિખ્યાત, કુળ રાઠોડે;
જે જોધપૂર અધિનાથ, નાવે કોઇ જોડે—સહુ.
શુભ પિતા અજીતસિંહ આપ, તણા સુકુમારો;
બહુ ગુણ તણા ભંડાર, અભય વિર ધારો—સહુ.

અતિ ન્યાય નીતિના ધીર, વિનયીને વિવેકી;
છે અનમી અડગ બે વિર, મમત મન ટેકી—સહુ.
તે વિરતણી શુણી વાત, આદિથી અંતે;
શુભ લહો બોધ આ વાર, ચિત્તથી અંતે.

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ—સરોવર ઉપરનો હવા મેહેલ.)

(નગર શેઠની દીકરી ઝીણા પદ્મનીને પાણી ભરીને જતાં જોવાથી માનસિંહ અભયસિંહને કહે છે.)

### છંદ દમીલાની ચાલ.

માનસિંહ—દીઠી દીલદારી, જતાં ભરી વારી;
કીધી ચમકારી, કટાક્ષથી ભારી.
શીરે લીધી ધારી, ઘડુલાકી હારી;
એશી શાહુકારી, સુ કન્યા કુવારી.
શોભે ચંદ લોલ, કપાલ કપોલ;
અધર તંબોલ, ગુલાલકી ગારી.
દીશે છૂટા કેશ, ફણીધર શેષ;
મધ્યે શોભે બેસ, ગુલાલકી ગારી.
કેલ કીધેલ, બે સાથ ઉમેલ;
એસી અલબેલ, જે ધાજબ લાગી.
નેન કમાન, બીચે ચક્ષુ બાન;
કટાક્ષથી ધાવ કરે, જોને જોગી.

( અરે યોગી ક્યમ તું કરેછે ઉદાસ—એ રાગ. )

**અભયસિંહ—અરે ભાઇ આ શું, બોલોછો વચન.**

ભલે હોય સુંદર અતિ તે કુમારી,
વિચારી વદો મુખ એ અન્ય નારી;
જુઓ આપ આપણો આદિનો ધર્મ,
તજી ન્યાય જોજો ખુઓ આપ મર્મ;
ગણો વસ્તીને બાળ બચ્ચાં સમાન,
બતાવો પીતા ધર્મ આ શું લવાન;

---

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—શેહેરનો દરવાજો.)

( ગામનું મહાજન ઉચાળા ભરીને ગામ તજવા માગેછે. )

**મહાજન—** **સોરઠી ગજલ.**

અરે સુણ અમારી વાતને દરવાન સદ્ય ઉરે ધરી,
નહીં તો થાશે અદકી ઘાત તે વાત માન તુ મારી ખરી—ટેક.
કર જલ્દી ખોલ તું બાર જાવું નગ્ર તજીને આ સમે;
જાય વખ્ત વાર લગાડ તું, દુષ્ટ વાત અમને નહીં ગમે—અરે.
થયા દુષ્ટ પુત્ર ઉભય ખરે, ધર્મ રાજ્ય તો ચાલ્યુ ગયું;
રહે લાજ ક્યમ રૈયત તણી, ધાર્યું સર્વ તોરે અફળ થયું—અરે.

---

## અંતર પ્રવેશ.

( સ્થળ—રાજમહેલ. )

( દરવાનરાજા પાસેજઈ મહાજનની જવા વિષેની વાત કરે છે. )

દરવાન— બનજારા.

સૂણો ધર્મ ધૂરંધર મહારાજા, ચાલ્યું મહાજન લોપી માજા;
કાંઈ વાતો તે વિપરીત કરેછે, માંહોમાંહે ધોખો ધરેછે.
રાજ અધર્મ એમ ઉચરે છેરે, તેથી બોલ કરે દરવાજા—સૂણો.
એવી વાણી સૂણી હું અહીં આવ્યો, ઉપર કહ્યા તે ખબરેજ લાવ્યો;
રાજા—હાય બનાવ બન્યો શું આવોરે, અલ્યા આવું હું સદ્ય તું ત્યાંજા.

(જ્યાં મહાજન ઉભાં હતાં ત્યાં રાજા આવેછે.)

**(ક્ષત્રી કલંગ કેયમ લેશેરે—એ રાગ.)**

રાજા—સૂણો વણીકતણા સરદાર, હું પિતા ધર્મ નહીં તજુંરે;
શું દુઃખ પડ્યું આ વાર—હું પિતા ધર્મ.
કરૂં દુષ્ટને દંડ અથાગ—હું પિતા ધર્મ.
જેણે સાધ્યો હોય તમશું લાગ—હું પિતા ધર્મ.
કોણે દુખવ્યાં મુજ આ બાળ—હું પિતા ધર્મ.
તેનો આણું જોતાંમાં કાળ—હું પિતા ધર્મ.
કહો સાચું જે હોય મુજ આણ—હું પિતા ધર્મ.
પછી સુખે જાઓ નિરવાણ—હું પિતા ધર્મ.

**ત્રીતાળી—ચોપાઈ**

એકજણ—અરે પિતા ધર્મ તો ગયો, તારો કુંવર અકરમી થયો;
બીજો—નહીં સારાને રહેવાનું કામ, અમવું દુઃખ પડે કદી આમ.
ત્રીજો—નગરશેઠની દીકરી જોણા, કરી કુદષ્ટી કુંવર ન ગુણા;
ચોથો—આજ એનોને કાલ અમારો, વારા ફરતજ આવે વારો.
પાંચમો—તેથી તજીએ અમે તારૂં ગામ, તુજ કુંવરે મુકી સૌની મામ.
છઠો—એનો એક ન જડ્યો ઉપાય, તેથી નગર તજી સૌ જાય.

( અરે લાલ દેવ—એ રાગ. )

રાજા—અરે કોઈ હાજર, સૂણો મારી વાત;
કાઢો નગ્ર બાહેર, તે એ કમજાત.
અરે કાઢો નહીં તો, ધરી શમશેર;
કરી શીશ જૂદા, નકી આજ ઠેર.
કરે બાર વર્ષ તે દેશ વટે,
પછી આવે જો તેને આવવું ઘટે;
જેણે બોળી મારી પ્રજા તણી લાજ !
તેને રાખી શું, કરવું હવે કાજ.

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ માનસિંહ અને અભયસિંહનો ખાનગી ઓરડો.)
(દેશવટે જવાના ખબર સાંભળી માનસિંહને અભયસિંહ કહે છે.)

### લાવણી.

( અધબીચ મહોબ્બત તોડી મેં દરદી દીવાના—એ રાગ.)

સદ્‌ગુણી ભ્રાતા વિચારી લ્યો હવે શીરપરનો આરોપ—ટેક.
નહીં વાર્યું કર્યું ( ૨ ) તેથી મન ઉપજ્યો પરિતાપ,
કટુફળ તેનાં ચાખીઆં જુઓ દૃષ્ટી કરીને આપ; સદ્‌ગુ૦
પરનારી પ્રીત ( ૨ ) ચિત્તથી જે મનમાં ચાહે,
સુખી કહો ન ખચીત તે, મુજ વચન ધરો મનમાંહે; સદ્‌ગુ૦
એ ઝેર વલ્લીના ( ૨ ) ફળ ભસ્યાં જો આપ,
વિમાસવું થાને પડે, ગ્રહો ધનુષ અસિને ચાપ. સદ્‌ગુણી૦

---

# પ્રવેશ ૫ મો.

( સ્થળ—રાણીવાસ. )

( બંન્ને ભાઈ પોતાની મા પાસે રજા માંગેછે.)

### વણજારાનો રાગ.

મા—પુત્ર શરીર સકોમળ તમતણા—તમને નહીં ગમે રે;
છોકરા—અમે અટન કરીશું, દેશો ઘણા—અમને બહુ ગમે રે.
મા—પુત્ર વયકિશોરી, વન બિહામણા—તમને નહીં;
છોકરા—માડી કુદરતી એલ, જોશું ઘણા—અમને.
મા—પુત્ર વાઘ વરૂ બિહામણા—તમને;
છોકરા—માડી પુત્ર અમો ક્ષત્રી તણા—અમને.
મા—પુત્ર પુષ્પની સયાએ પોઢતા—તમને;
છોકરા—માડી ભૂતળ સયાની પ્રૌઢતા—અમને.
મા—કરજો સહાય પ્રભુ વિકટ સમે—તમને;
છોકરા—માડી ફતેહ કરી આવીશું અમે—અમને.

બંને ભાઈ રજા માગી ચાલ્યા જાયછે.

### લલિત.

મા—અરરે પુત્રતો, પંથપર વર્યા;
વહાલી માડીઆ ક્યમ પરહર્યાં.
કુંવર તમ વિના, દિન ક્યમ જશે;
ગરીબ માડીની, શી ગતિ થશે.
તમ વિના હુંતો, તલપીને મરૂં;
ક્રુર થયા પિતા, તમતણા બહુ.

કઠણ કાળજું, કેમ રહ્યું ટકી;
તમ વિયોગથી, મરવું એ નકી.
હરખના ભર્યા, કોણ આવશે;
વહાલી મા, કહી કોણ બોલાવશે.
અતી વહાલથી, ગાલની પરે;
કરીશ કોણને, ચૂમીરે ખરે.

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

( સ્થળ એક ઘોર જંગલ. )

કુમરી.

( રથમે રઘુનંદ આહી ખડે—એ રાગ. )

અભયસિંહ—જુઓ ધીટ અરણ્યમાં આવી પડ્યા,
નહીં માર્ગ જડે વૃક્ષ ઝાડી થકી—જુઓ.
બહુ શોભીત વૃક્ષતો વિધિ તણા,
જુઓ પક્ષી અનુપમ ગાય નકી—જુઓ.
અહા પવન સુગંધી ભૂરંગ ભલો,
જુઓ હરિત સુરંગ શોભા અદકી—જુઓ.
અતી રમ્ય સરોવર મિષ્ટ જળે,
કમલાગર છાયું દિરેફ થકી—જુઓ.
પણ રાત રહે જનજો અહીંઆં,
મહીપાશુરી કોપ કરેજ અતી—જુઓ.

તેથી ભાઇ અહીં વસવું નહીં લાયક,
વાયક એ મુજ સત્ય કરી—જુઓ.

**માનસિંહ—** **રાગ ઉપરનો.**

મરસહસ્ત્ર મણીધર નાગ ફરે,
અતિ હીંસક પ્રાણી હજાર થકી—જુઓ.
કદી આયુધ ધર રણ યત્ન રોપે,
મર કોપ કરે મહાકાળી નકી—જુઓ.
કદી સંકટ સહસ્ત્ર વિષેસ પડે,
પણ ક્ષત્રી ખસે નહીં માર્ગ થકી—જુઓ.
રેહે તેથી મુકામ અહીંજ કરી,
મુજ ટેકજ રાખશે કૃષ્ણ હરી—જુઓ.

( એ મુજબ કરી ત્યાંજ નિવાસ કરેછે, માનસિંહ સુઇ જાયછે, અને અભયસિંહ જાગતો રહેછે ત્યાં કાળી તથા મહીષાશુરી પ્રવેશ કરેછે તેને જોઇ અભયસિંહ પણ જાગતો સૂઇ જાયછે. )

**કાળીકા—( અરે યોગી તું કયમ ફરેછે ઉદાસ—એ રાગ )**

મારા આ અરણ્યમાં મનુષ્ય વકી, કરો બેન ભક્ષણ તેનું નકી;
કદી જાય જીવતા જો અહી થકી, થશે ફોક અક્ષર આજ નકી.

**મહીષાશુરી—**

અરે બેન તું મહા માયાવડી, વદ વેણ કયમ તું ઓછાં ચડી;
એ તો જંતુ જીવ તું દેવી ખરી, કર્યે ભક્ષ પ્રાક્રમ નહીંરે જરી.

**મહીષાશુરી—** **સાર્દુલ વિક્રીડીત વૃત.**

હમણા આવશે એક નાગ મણીધર, મુકી મણીને જશે;
તેપર પાત્રજ ઢાંકીને દીલ ધરી, દૃષ્ટે ચડીજો જશે.

ચારો લઇ પછી આવશે, મણિ કને ઝોટા સ્વર્ફેણી તણા;
મારી થાકી લોથ થઇ પછિ પડે, લેપ્રાણ જો તે તણા.
મારી લઇ મણિ ભ્રાતના શિરપરે, બાંધેજ સંભાળીને;
વળતી આવશે નારી નાગ તણી, ત્યાં ક્રોધે ઘણી રક્ત તે.
દેશે દંશ વિશાળજન પગ વિષે, મૃત્યુ થશે તે થકી;
પણ શબ જો નહીં બાળશે જન તાણું, જીવેજ પાછો નક્કી.
( અભયસિંહ દેવીના કહેવા મુજબ કરી ત્યાંથી કુચ કરેછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પાસેનું બીજું જંગલ.

( અભયસિંહને નાગણી ડસેછે તેથી ઝેર ચડેછે, અને મરતાં મરતાં પોતાના હાથમાં લોહીથી અક્ષર લખેછે. )

( અચાનક આશો કોપ કીધો—એ રાગ. )

જશે હવે પ્રાણ મારો, ઘડી પળમાંય;
દંશ દીધો ઝેરી મને, કર્તા કાળીમાંય.
પણરે મારા પ્યારાભાઈ, માન તું વિચાર;
રખે અગ્નિ દાહ દેતો, થાતો નહીં લાચાર.
જે થવાનું હતુ તેતો, થયુંરે ખચીત;
પણ જો હેતુ હોતું મારો, તો રહેજે નચીંત.
આ લખવામાં મર્મ મારો, છે કાંઈ લગાર;
શોક હવે ત્યાગ કરી, ભજજે તું કીરતાર.

દોહરો.

**માનસિંહ**—ધાર્યું ધરણીધર તણું, મીથ્યા કદી ન થાય;
જન ધારે વિધિ હણે, કાળ સર્વને ખાય.

**લલિત.**

મુજ સહોદરા, ભ્રાત માહરા;
કહું હું પાપીશું, ગુણ તાહરા.
પ્રથમ તાહરી, બોધ વિનતી;
ધરી નહીં ઉરે, વિધિની કૃતિ.
નગરીતો તજી, પીતુ કોપથી;
રખડતા થયા, વૃત્તિ પાપીથી.
પણ સર્યું નહીં, એટલા થકી;
કયમ કરી હવે, જીવું હું નકી.
સકળ શાસ્ત્રનો, શોધ જાણતો;
અકળ પ્રીતથી, મોજ માણતો.
મરણમાં અપ્યો, ભ્રાતૃ વાંકથી;
થઈ રહ્યો હુંતો, રંક રંકથી.
કદી થશે જવા, દેશ દાડલા;
દોડી પૂછશે, માડી વહાલમાં.
ઉત્તર શું કહી, દઇશ હું અરે;
ધીરજ કયમ ધરૂં, પાપી હું અરે.

( માનસિંહ અભયસિંહનું લખેલું વાંચેછે અને તેથી તેના શબને પડતું મૂકી ચાલ્યો જાયછે. )

---

## પ્રવેશ ૩ જો.

( સ્થળ—એકાંત અરણ્ય. )

( માનસિંહ રસ્તામાં ગાભરો ગાભરો ચાલ્યો જાયછે. )

## સિંહને જોઇને.

### માલિની.

માનસિંહ—મદ થકી છકેલા, ચાલતો તાકીને તું;
તુજ કટી બળ કેરો, ગર્વ રાખે અહીં શું.
નથી નથી કદી જોયો, ભ્રાત મારો તેંરે;
નહીં કર નહીં ધરતે, ગર્વ ખોટો કદીરે.

## વનસ્પતિ પ્રત્યે.

### શીખરણી.

કરૂં તારી શેવા વનતણી, વનસ્પતિ ઉર ધરે;
હશે કાંઈ તારા ગુણ અગણ રોગોપર ખરે.
અરે મારો વાલો, અભયવીર ઉઠે ઝડપથી;
વિચારી તું કેને થઉં અતિ ઓશીંગણ ઉર થકીં.

## ભમરાને.

### માલિની.

મધુકર શુણ વાણી, વાત સાચી કહું હું;
વનવન ફરનારો, પુષ્પ ભોગી ખરો તું.
રસગુણ રસ ભોગી, જાણમાં હોય તારા;
કંઇ મુજને બતાવે, હાથ જોડું હું મારા.

( રસ્તામાં ચાલતાં ઘોડો સમુદ્રના અવાજથી ચમકે છે. તેથી શુદ્ધિમાં આવીને ઘોડાને કહેછે. )

### સોરઠા.

માનસિંહ—રે રૂડા રેવંત, કયમ અટકયો તું આ સમે;
કે થઇ તુંજને ચંત, સમુદ્રમાં ઝપલાવતાં;
શું તારા જીવ માટ, અટકયો છું તું અંતમાં;

તો જા છોડી ઘાટ, પડી હું ભોગવીને લઇશ.
(ઘોડો એકદમ સમુદ્રમાં પડેછે, પણ માથામાં મણી બાંધેલી છે તેથી પાણી રસ્તો આપેછે અને ચાલ્યો જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ—અભયસિંહ પડ્યો છે તે જંગલ.)

(વણજારાની દીકરી પ્રભાવતી પોતાના બાપના હુકમથી અભયસિંહને હાથ અડાડી ઉઠાડવા જાયછે પણ મુવેલો જુએછે.

(સરા રારે રહે બુલ બુલ) એ રાગ.

**પ્રભાવતી**—લહો શ્રીનાથ, આ વિનતી;
થશે મારી, અરે શું ગતી.
હતી મારી, અતિ શુભ ટેક;
વિધિ કુરતું, થયોછું છેક.
થયો મારો, પતિએ સત;
હરિ તેં તો, લીધો જગપત.
હજુ હું તો બાળ કુવારી;
લીધો નથી, લાવ સંસારી.
અરે ખીલતી, કળી બાળી;
હવે જીવું શું, હું ભાળી.

ગિતિ.

અરે ગજબ ગુજરીઓ, થયું અચાનક કુંડું ક્યાંથી;
પીઉ સ્વર્ગ પરવરીયો, થયું પૂર્ણ આયુ મુજનું ત્યાંથી.

આ યુવાવસ્તા મુજ, અગ્નિ કામની દહન કરે દેહી;
માટે સતીજ થાઉં, હાસ્ય વાતથી થાઉં હું વિદેહી.
અરે વસંત તુંતો કેમ, મધુરાં કોકીલસાથ કલોલ કરતો;
તુજ સખા સંચરીઓ, મન વિશે શું તેથી નથી ડરતો.
અરે માલતી તુંતો હર્ષથી, પતિને આલિંગન આપે;
શું શરમાતી નથી, ઇર્ષા શું મારી તું અહીં લાવે.
( અભયસિંહ એક બ્રાહ્મણ મળવાથી જીવેછે એટલે તેને પરણેછે.)

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ—ધુતારાની કચેરી )
( લાલણ ધૂતારાની દાશી સભામાં આવીને બોલેછે )

### રાગ ખંભાત.

( ડોલેરે જોબન મતમાતી—એ રાગ. )

ધૂતારણની દાશી—અહો આજ ભાગ્ય, રૂડાં દર્શ રાજ પુત્રનાં;
ઘણે દહાડે ભેટા થશે, પીઉ પની લાલણનાં—અહો.
ધનધન દીન આજે, દુધે મેહ વરસ્યા છે;
લાલણબા સંતોષે આજે, પીઉ કરાં તરસ્યાં છે—અહો.
આજ હર્ષ કેરા દીન, આનંદ વધાઇરે;
ચાલો આપ મહોલું મધ્યે, ભેટો ધાઈ ધાઇરે—અહો.
( માનસિંહ દાશીસાથે જાયછે. )

---

## પ્રવેશ ૨ જો

(સ્થળ લાલણનો મેહેલ)

**દોહરો.** (રસ્તામાં લાકડાની પુતળીને જોઇને)

નેનોસેં નેના મીલે, પણ મટકું નવ હોય;
સ્તબ્ધ ચક્ષુ ઉર સ્થીરીઆ, કાષ્ટ પુતળી સોય.

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—લાલણનો મેહેલ.)

(એ ફળ મેં ખાધું પ્યારા સ્વામીનાથરે; એ રાગ.)

લાલણ—સ્વામીનાથ સ્વામીનાથ, પ્રીય પધારોરે;
આતુરજે અનાથનારી, હસ્ત ઝાલ્યોરે—સ્વામી.
વેવિશાળ મારૂં કીધું, આપ સાથરે;
પરણીને વિસારી, બાળથી અનાથરે—સ્વામી.
હવે નથી કાંઈ વાંક દાસી જોડે હાથરે;
અહીં લઈ વિશ્રામ પછી, તેડો સાથરે—સ્વામી.
ખાનપાન તજ્યું, આપ નામ માળરે;
જપતી દિવસ રાત, દુઃખતો વિસાળરે—સ્વામી.

(માનસિંહને ઝેરવાળું જમણ પીરસેછે તે તે ખાતો નથી તેથી.)

**આશાગોડી.**

જમણ જમો બડભાગી, પીયા મારી લગની તમસુ લાગી;
તમને જોઉં નીહાળી ચક્ષુથી, તેથી થઉં અનુરાગી—પીયા.
પૂરણ પ્રીતથી પાક કર્યાછે, સાદરથી લ્યો આરોગી—પીયા.
સ્તબ્ધ થઇ કયમ બેઠા સુગુણ, આપ શું છોરે વિરાગી—પીયા.
આપ જમો નહીંતો દઉં હું હત્યા, શીશ ધરૂ છું ત્યાગી—પીયા.

શું હું પાપી થયાં પીઉ દર્શન, પણ ન થઇ સદ્‌ભાગી—પીયા.

**માનસિંહ**—(મનમાં) સોરઠો.

જમવા ઝાઝી તણા, આદર અધિકો જે કરે;
વદે મીઠી મુખવાણ, લક્ષણ એ લુચ્ચા તણા.
હાવભાવ ભલ હોય, પણ ચતુરાં ચોરી ચહે;
લક્ષણ લલના જોય, વ્હેમ ધરે મન માહરૂં.

(માનસિંહ ઘણી મેહેનત તથા ચતુરાઇથી તેનાથી બચેછે અને આખરે તેને ખુશ કરી તેને પરણે છે અને ત્યાંથી પાછાં વળતાં નગરીનું રાજ મળેછે તે વખતે અભયસિંહ યાદ આવેછે તેથી.

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ—રાજમેહેલ.)

**માનસિંહ**—(મેહેલમાં એકલો.)

(કૃપાળુ દેવ દયાળુ તું—એ રાગ.)

વિધાત્રીની, અરે શું કૃતિ;
નહીં પોંહોંચે, કદી ત્યાં ગતિ.
હતો દીન એક, વૈભવનો;
થયો પછી છેક, સંકટનો.
તજ્યાં મેડી, ઝરૂખાં ત્યાં;
રહ્યા જઇ છેક, જંગલમાંહ.

હતો પ્રીયભાઈ, ગુમાવ્યો મેં;
પડ્યો ધૂર્તપાસ, બચાવ્યો તે.
વળી ફરતી થઈ, છાપડી;
વિધિ લાગ્યું, અહીંઆં ચડી.
મળ્યું સર્વ રાજ, ભોગાદી;
અરે પ્રીયભાઈ, મળશે કદી;

રાગ કશીદા.

વિના પ્રીયભાઈકું દેખે, નહીં દીલકો કરારી હે;
નહીં મેં રાજકા પ્યાસા, નહીં ગાદી પ્યારી હે—વિના.
સુનાતબ તાતકા ગુસા, લગા ખંજર કારી હે;
દીઠા જબ ભ્રાતકા મરના, લગી ઉરમેં કટારી હે—વિના.
દેખું એ ભોગ ભડકેસા, સબી સુખતો વિકારી હે;
મન કાયા સુખ હે ભૂપર મતિ એસી વિચારી હે—વિના.

—⁂—

## પ્રવેશ ૨ જો.

( સ્થળ—કુંભારનું ઘર. )

( દરવાનથી અધમુવો થએલો અભય કુંભારને હાથ આવતાં કુંભારણ રાજી થાયછે અને ભેગીઓ મળી રાસડા ગાયછે. )

( અંબીકા અલબેલી—એ રાગ. )

તેંતો વાઝિયા મેણું ભાગ્યુંરે ભાઈ રંગીલા;
મારૂં ચિતડું તુજમાં, લાગ્યુરે ભાઈ રંગીલા.
તુંતો રૂપ અનુપમ લાવ્યોરે ભાઈ રંગીલા;

તું તો દેખાય ડાહ્યો ડાહ્યોરે ભાઇ રંગીલા.
તારૂં કરશું અમે તો જતનરે ભાઇ રંગીલા;
મારો એકનો એક તું તનરે ભાઇ રંગીલા.

( એવામાં દરબારનાં સિપાઇઓ આવી અભયસિંહને પકડી જાયછે. )

( જીયો માણીગર બંદલો. )

જીયો મારો પ્રીય છોકરો, એના શા હવે તો હાલરે;
મારી ચડાવશે દેવને, જેથી લહે વહાણ ચાલરે—જીયો.
લખણ બત્રીશે પૂરો હતોરે, બુદ્ધિ ગુણનો નિધારરે;
નગરશેઠ વહાણ માટ તે હવે, થશે ભોગ તે નિદાનરે—જીયો.
અહો હરિઆ તેં શું કર્યુંરે, મેળી આપ્યું રતનરે;
પણ આશ મનની મનમાં રહી, નવ થયું જતનરે—જીયો.
અરે રાજા તને શું ગમ્યુંરે, નગરે વહાણ માટરે;
ઉરે વિચાર ન ઉપજ્યો, સોનું આપે લોઢા સાટરે—જીયો.

---

## પ્રવેશ ૩ જો.

( અભયસિંહને બત્રીશો ચડાવવા સારૂ દરિયા કીનારે લઇ ગયાછે, ત્યા તે સૂર્યની સ્તુતિ કરેછે. )

**અભયસિંહ—સૂર્ય પ્રતિ**

**તોટક.**

જય જ્યોતિ સ્વરૂપ, નિરંજન તું;
તમ નાશક જ્ઞાન, પ્રસારક તું.

જગના તનમા, અંધકાર ટળે;
તુજ રૂપ અખંડ, નીહાળી પળે.
જગ પાપ અથાગ, કરે કૃતિથી;
વળી પુન્ય કરે, સદ્વૃત્તિ થકી.
સહુ જાય ન દૃષ્ટી, બહાર કદા;
જન ચક્ષુ વિનુ, ગણું હું સર્વદા.
શુદ્ધ શાક્ષી અલગ રહી પ્રકાશે;
ઘટમાં તુજ રૂપ સદૈવ વસે.
હઉં જો નિજ ધર્મ, વિપે સમ હું;
ગતિ આપ વહાણ, જરા વિનુ તું.

( પછી ટચલી આંગળી કાપી લોહીનું ટીપું મુકેછે તેથી વહાણ ચાલેછે. )

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

( જાવામાં રાજાની કન્યાનો સ્વયંવર થાયછે ત્યાં હાથણી ત્રણ વાર અભયસિંહ ઉપર કળશ ઢોળેછે એટલે. )

### જાવાની રાજપુત્રી.

( અચાનક આસો કોપ કીધોરે કીરતાર ) એ રાગ.

એછે મારો પતિ એની એછે મારો પ્રાણ;
નકી માનો સહુ તમે, એછે મારો પ્રાણ—ટેક.
ભલે હોય દાસ એ તો વણીક કેરો દાસ;

પણ ગુણ પૂરા એમાં બત્રીશે નિવાસ—એ છે.
જાત હું જાણું ન દાસી દીસે ક્ષત્રી પુત્ર;
વિધિએ નિર્મો જે નક્કી જોડુ ઘરસૂત્ર—એ છે.



# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ લો.

( વેપારીના કહેવાથી માનસિંહ જાવાની પુત્રીને પરણવા જાયછે ત્યાં દાસિ મર્મમાં કહેછે. )

### શીખરણી.

દાસી—પીતા કેરા કોપે, તજી નગર ચાલ્યા વનમાંહી;
ગુમાવી ત્યાં બંધું, ગુમ કરીશું પ્રીતિ તજી તહીં.
હતો વિધિ સીધો થઈ સજીવનારી પરણી તે;
ગયો બંધુ નગરે, થયો પુત્ર કુંભારજ ઘરે.
અરે મોટો ભાઈ, થઈ નિર્દય સોપ્યો વણીકને;
ચડાવા બત્રીશો, લઇ ગયા અડ્યા જહાજ જુને.
બચી ત્યાંથી જાવા પરણી લાવ્યો પદમની;
કનિષ્ટ બંધુ પત્ની, વરશે શું કાણી કરમની.

આ મર્મનાં વચન સાંભળી માનસિંહ અભયસિંહને મળવા આતુર થઇ ગયો અને દાશીને કાલાવાલા કરી આખરે અભયસિંહને ભેટ્યો બંને ભાઇ હળીમળી સ્વદેશ પ્રત્યે ગયા. )

### રાગ કલ્યાણ.

સુણો સભાજનો, શીખ માગીએ અમો;

માન અભય રીતી, હૃદય રાખજો તમો.
માનસિંહનું માન રઘુને, અભય થયોછે અભય;
ક્ષત્રીવટ સાચવી સૌ વખ્તે, ટાળ્યો નહી વિનય—સુણો.
વિકટ સમે જે સંકટ પડીઆં, સહીયાં રાખી ધીર;
હિમત, સદ્‌ગુણ, જ્ઞાન થકી જય કીધો ઉભયજ વિર—સુણો.
ચડતીમાં રાખી ક્ષમાને, સંકટ ધીરજ ધાર;
યુક્તિ પ્રયુક્તિ પાર ચલાવી, વળી આ નગ્રમોઝાર—સુણો.
ક્ષત્રી હિમત, ક્ષત્રી બુદ્ધિ, ક્ષત્રી વિવેક વિચાર;
ઇશ્વર અર્પણ કરે સર્વદા આયોજન મોઝારે—સુણો.
સાહસને સુરાતન વિના, ન મળે સ્વાભિમાન;
સ્વારથ બુદ્ધિ દુર થાયતો, હોય સ્વતંત્ર કમાન—સુણો.
વિના ગુણ વિવેકને હિમત, બળ હિંદમાં હોય;
પુનઃસ્થાપના થાય ફરીને, શ્રેય સર્વનું જોય—સુણો.

---

## દોહરો.

મગ્ન થયા સૌ સજ્જન, લાગી આમાં લગ્ન;
મગન શંકરને સ્તવે, રહો સદા સૌ મગ્ન.

## દોહરો.

સુણજો સુગ્ન જનો તમે, વિનતી મારી ખાસ;
ભુલ સુધારી વાંચશો, ઉરમાં એવી આશ.

**સમાપ્ત.**

## અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામ.

૧૦૦ રા. ભવાન મનજી. ૧૦ વૃજલાલ કેશુરચંદ. ૮ અકબરમીયાં દાદામીયાં. ૮ સુંદરલાલ કેવળરામ. ૮ રા. રા. કરસનજી દેવજી. ૫ શેઠ અંદરજી દેવચંદ. ૫ રા. રા. પ્રાગજી કાળીદાસ. ૫ રા. રા. ગીરધરલાલ કેશુરચંદ. ૨ રા. રા. છગનલાલ નરભેરામ. ૨ ભાઈ મગનલાલ હરિલાલ. ૨ ત્રીભોવન ભવાનીશંકર. ૧ રા. રા. મેહેતાજી જીવરાજ ઠાકરશી. ૧ રા. રા. બેચર આણંદજી. ૧ રા. હેમરાજ ઠાકરશી. ૧ રા. ગીરધરલાલ હરજીવન. ૧ રા. નુરભાઈ ગનીભાઈ. ૧ રા. પ્રાણજીવન લાલજી. ૧ રા. સાંકળેશ્વર દામોદર. ૧૦ ગોવીંદરાય બળવંતરાય. ૧ મોદી જમાલ શવજી. ૧ રા. અલીજુસબ. ૧ ત્રીભોવન પરસોતમ. ૧ રા. રા. જીવા ઠાકરશી. ૧ રા. ફૂલચંદ ધારશી. ૧ રા. ઇબ્રામ હાસમ. ૧ રા. ગોવરધન ભગવાન. ૧ રા. દેવચંદ શામજી. ૧ રા. કહાનદાસ ગોવીંદજી. ૧ રા. પ્રતાપરાય કરૂણાશંકર. ૧ નાનાલાલ છબીલારામ. ૧ રા. દેવી દાસભાઈ. ૧ રા. મેહેતાજી પુરસોત્તમ બેહેચર. ૧ લીલાધર રવજી. ૧ રા. રામજી પ્રેમજી ૧ રા. મુળજી પ્રમાણંદ.



વાંચો અને શાચો.

## સૂચના.

આ નાટક કોઇને ભજવી બતાવવું હોય તેણે નિચે સહી કરનારને પુછવું, એટલે પુરતો બંદોબસ્ત કરવામાં આવશે.

**અમારી તરફથી નીચે લખેલાં પુસ્તકો બાહાર પડેલાં.**

| | |
|---|---|
| બ્રાહ્મણ અને સિંહ. | ૦—૦—૬ |
| સોના રૂપાનું ઝાડ. | ૦—૩—૦ |
| બોધવચન. | ૦—૧—૯ |
| શીખામણની વાત. | ૦—૦—૬ |
| બીજુ ધોરણ. | ૦—૨—૦ |
| પહેલું ધોરણ. | ૦—૧—૬ |
| મહારાજા ભરથરી. | ૦—૬—૦ |

જેમણે ઉપલાં પુસ્તકો વિષે કાંઈ પુછવું હોય તેમણે નિચે સહી કરનારને પુછવું, જેથી જવાબ મળશે.

મગનલાલ શંકર પટેલ.
એન્ડ કુંપની.
માંગરોળ.

